ॐ श्री

M

जिनवराय नमः

"नास्ति परोधर्मः—सत्यथी वधीने बीजो धर्म ज नथी."

શ્રી

# મહાવીર–માર્ગ

રચનાર,

**ચીમનલાલ કચરાભાઈ શાહ,**

'તપસ્વિની-નાટક,' 'ગુરૂમંત્ર,' 'મરણ પછી શું થાય છે ?'

ઇ. નો લેખક

ધનાસુતારની પોળ-અમદાવાદ.

પ્રકાશક,

**ચીમનલાલ ત્રિભુવનદાસ શાહ,**

માંડવીની પોળ-સુરદાસ શેઠની પોળ,

અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. ઇ. સ. ૧૯૧૭. નકલ ૧,૦૦૦.

આ "સત્યપ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇ ગાંધીએ છાપ્યું. ખાડીઆ, અમદાવાદ.



મુલ્ય ૦-૩-૦.

“ अहिंसा परमो धर्मः ”

Inaction in a deed of mercy becomes an action in a deadly sin—દયા કરવાની જગોએ જે દયા નથી કરતો તે ઘોર પાપ બાંધે છે.”—મેડમ હેલેના પેટ્રોવના બ્લેવેટસ્કી.

धम्मो मङ्गल मुक्कठं । अहिंसा संजमो तवो ॥

देवावितं नमंसंति । जस्स धम्मे सया मणो ॥

“ ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે. અહિંસા, સંયમ અને તપ એ ત્રણ ધર્મનાં રૂપ છે. જેમનું ધ્યાન સદા ધર્મમાં છે તેમને દેવો પણ નમસ્કાર કરે છે. ”

શ્રી વીતરાગ-વાક્ય (દશવૈકાલિક સૂત્ર).

---

नादंसणिस्सनाणं नाणेण विणा न होति चरणगुणा ।

अगुणिस्स नयि मोखे नयि अमुक्खस्स निव्वाणं ॥

“ સમ્યકત્વ વિના જ્ઞાન નથી; જ્ઞાન વિના ચારિત્ર નથી, એ ગુણ વિના કર્મથી મુકાવાપણું નથી; કર્મથી ન મુકાયલાને મોક્ષ નથી ”

શ્રી જિનવાક્ય (ઉત્તરાધ્યયન સૂત્ર).

---

बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धिबोधात ।

त्वं शंकरोसि भुवनत्रय शंकरत्वात् ॥

धातासि धीर शिवमार्ग विधेर्विधानात् ।

व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥

“ હે દેવતાઓના પૂજ્યનિક, તમે બુદ્ધિનો બોધ કરો છો તેથી ‘બુદ્ધ’ છો, ત્રણે જગતનું કલ્યાણ કરો છો તેથી ‘શંકર’ છો અને કલ્યાણકારક માર્ગના વિધિને ધારણ કરો છો માટે ‘ધાતા’ છો, અને સર્વથી તમે શ્રેષ્ઠ હોવાથી, હે ભગવન્, તમે ‘પુરૂષોતમ’ છો. ”

શ્રીમન માન્તુંગાચાર્યજી (ભક્તામર સ્તોત્ર).

શ્રીયુત કચરાભાઈ અમુલખદાસ શાહ,

અમદાવાદ.

પરમપૂજ્ય પિતાજી,

શ્રી મહાવીરના ફરમાનો પર આપનો અઢળક પ્રેમ, જૈન ધર્મ પર આપની દઢ શ્રદ્ધા, મ્હારા પર આપે કરેલા અસંખ્ય ઉપકારો: એ સર્વથી ખેંચાઇ, આ ન્હાનકડો ગ્રંથ આપને અર્પણ કરી, મ્હારા મહાન્ ગુરૂદેવને મ્હેં તા. ૨૧-૯-૧૭ ના સાયંકાળે આપેલા વચનનો એક ભાગ હું પુરો કરૂં છું.

આપનો આજ્ઞાંકિત બાળ

ચીમનલાલ.

# આરંભ વચન.



" Truth-' સત્ય ' એથી વધીને બીજો ધર્મજ નથી " એવું દરેક ધર્મના સ્થાપકો, ગુરૂઓ અને નેત્તાઓ જણાવે છે. એ સત્ય શું છે-કેવા પ્રકારનું છે એ જગત્ સન્મુખ ધરવા મટે શાસ્ત્રો-સૂત્રો ધર્મપુસ્તકો રચવામાં આવે છે. ' જેવું વાવો તેવું લણો ' એ સૂત્ર પર રચાયલો કર્મનો કાયદો અને સમસ્ત જગત્ પર અપૂર્વ પ્રેમ ( Love )-હિંસાનો કેવળ ત્યાગ એ બે જૈનધર્મના મ્હોટા પાયા છે. આ સમય કે જેમાં દરેક ધર્મવાળાઓ પોતપોતાના ધર્મના સિદ્ધાંતો જાહેરમાં મૂકવા-તેનું સાહિત્ય પ્રકટ કરવા પરિશ્રમ કરી રહેલા છે તેવા સમયમાં જૈનો અંદરોઅંદર મૂળ વાતને છોડી આડકતરી વાતોમાં લઢી પડે છે. તેવા સમયમાં જૈનધર્મની કંઇક ખૂબી સર્વમાન્ય સિદ્ધાંતોના રૂપમાં સરલ રીતે સમજાવી શકવાનો પ્રયાસ કરવો એ મ્હારી ફરજ ગણી તે ફરજ પૂરી કરવા મ્હેં મ્હારાથી આ ગ્રંથમાં બનતું કર્યું છે. એ ફરજ કેટલે અંશે પૂર્ણ થઇ છે તે વાચકોને જોવાનું છે.

ધનાસુતારની પોળ,
**અમદાવાદ.**
તા. ૨૭-૬-૧૭.

**ચીમનલાલ કચરાભાઈ શાહ.**

શ્રી

# મહાવીર માર્ગ.



तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ
तुभ्यं नमः क्षितितलामल भूषणाय ।
तुभ्यं नमस्त्रि जगतः परमेश्वराय
तुभ्यं नमो जिनभवोदधि शोषणाय ॥

—श्रीमन् मानतुंगाचार्यजी.

અઢી હજાર વર્ષ પુર્વે—લગભગ તેટલાજ સમય પહેલાં અમુક અમુક વર્ષના અમુક માસની અમુક તિથિએ અમુક વારે અમુક ઘડીએ અમુક પળે, આ આર્યભૂમિના અમુક દેશના અમુક નગરમાં એક મહાન્ દૈવી આત્માએ સ્થૂલ દેહ ધારણ કર્યો-જન્મ લીધો. હજારો ધન્ય હો તે આત્માને, લાખો ધન્ય હો તેની જનેતાને અને કરોડો ધન્ય હો એ ભૂમિને, પરંતુ અનંત ધન્ય હો તે વાતાવરણને—આસપાસના સંયોગોને જે આવા મહાન્ આત્માને—મહાન્ દેવો પણ જેમના પવિત્ર ચરણકમળની રજ ચુમે છે—નીચા પડીને નમસ્કાર કરે છે તેમને આકર્ષી આણવા સફળ નીવડ્યાં. તેણે સ્થૂલ શરીરમાં બાળક તરીકે, યુવાન્ તરીકે, ગૃહસ્થ તરીકે અસાધારણ કામ કરી બતાવ્યાં હતાં પરંતુ સૌથી વધારે અસાધારણ અને વીરત્વ દર્શાવનારૂં કામ અઢળક વૈભવ 'કાન્ત અને પ્રિય' એવી વસ્તુઓ ત્યાગીને 'ભિખ્ખુ' બની તેણે કરી બતાવ્યું હતું. ભિખ્ખુ બન્યા પછી તે આત્માએ તે શરીરમાં રહી 'સત્ય' શોધવાને પોતાની જાતેજ—ગુરૂ અથવા કોઇની પણ મદદ વગર પ્રયાસ કર્યો અને એમ કહેવાય છે કે સાડાબાર વર્ષ અને એક પખવાડિયા જેટલી લાંબી મુદ્દત સુધીના અહિંસા, સંયમ અને તપના પ્રભાવે તેઓ 'પૂર્ણ સત્ય'ને જાણવા શક્તિમાન થયા—કૈવલ્ય જ્ઞાની—સર્વજ્ઞ—જીવનમુક્ત થયા.

પોતે સત્ય જાણ્યું તેથીજ ન ધરાતાં પોતાના તે આનંદ, તે શક્તિ, તે દિવ્યતા આખા જગતને આપવા માટે તેઓ અસાધારણ ઉત્સાહથી કામ કરવા મંડયા અને લગભગ ૩૦ વર્ષ સુધીના પોતાના તે કામમાં તેઓ અનેક મનુષ્યોને–રાજાઓને, વિદ્વાનોને અને જિજ્ઞાસુઓને 'સત્ય'નો સ્વાદ ચખાડવામાં સફળ નીવડયા. પોતાનું કામ પૂર્ણ કર્યા પછી તે મહાન્ આત્માએ સ્થૂલ શરીર સાથેનો સંબંધ છોડયો અને નિવાર્ણિક સ્થિતિનો આનંદ લેવા તેઓ ચાલ્યા ગયા. તે મહાત્મા "શ્રી મહાવીર'ના નામથી ઓળખાયા અને જગતને તેમણે ઉપદેશેલું 'સત્ય'—'મહાવીરે આત્માની ઉન્નતિ માટે બતાવેલો માર્ગ' 'જૈનધર્મ' તરીકે ઓળખાયો. જે વખતે આર્યભુમિના લોકો હિંસા કરવામાં સારી પેઠે પ્રવૃત્ત થયેલા હતા—જે વખતે ધર્મ બહાને થતી હિંસાનો સુમાર ન્હોતો–તે વખતે આ મહાત્માનું આગમન તદ્દન જરૂરનું હતું અને તેમણે તે સમયે ઉપદેશેલો ધર્મ ખરેખર આદરને પાત્ર હતો. સમસ્ત જગત્ પર અપૂર્વ પ્રેમ–હિંસાનો કેવળ ત્યાગ, આત્માનું અમરપણું અને કર્મનો અચળ કાયદો એ ત્રણ મુખ્ય સિદ્ધાંતો તેમણે પ્રતિપાદન કર્યા. તેમણે ઉપદેશેલું 'સત્ય' 'સંસાર–સાગર'ને તરવાનો રસ્તો–'મહાવીર–માર્ગ' કેટલો બધો ઉમદા છે અને આખા જગતનો કલ્યાણ–સાધક છે તે હવે આપણે જોઇશું.

## અનાદિ–અનંત જગત્.

આ જગતની શરૂઆત જોવા જઇએ તો કોઇપણ રસ્તે આપણે સફળ થઇ શકીશું નહિ. જેમ એક ગોળાકારની સ્થિતિ છે પરંતુ તેનાં આદિ કે અંત શોધી શકાય નહિ તેમ આ જગતની પણ સ્થિતિ છે પરંતુ તેનાં શરૂઆત કે છેડો આપણે કલ્પી શકીએ નહિ. શરૂઆત કલ્પીએ તો તેનો શરૂ કરનાર પણ કલ્પવો જ જોઇએ અને જો જગતનો પેદા કરનાર તરીકે એક વ્યક્તિને પરમેશ્વરને-કબુલ રાખીએ તો તેમાં અનેક દોષો નજરે આવે છે. જો પરમેશ્વરે આ દુનિયા બનાવી તો તે કયાં રહીને બનાવી ? અને જે જગોએ રહીને બનાવી તે જગોનો પણ બનાવનાર કોઇ હોવોજ જોઇએ. પરમેશ્વર સૃષ્ટિ બનાવવાના પદાર્થ કયાંથી લાવ્યો ? તે પદાર્થોને પૂર્વે કોઇએ બનાવીને રાખ્યા હોવાજ જોઇએ તે પરમેશ્વર દયાળુ ન હોવો જોઇએ કારણ કે જગતમાં જીવોપર આટલા બધાં દુઃખો તેણે શું

કરવા પાડયાં હશે ? કદાચ તે પોતે દયાળુ હોય અને દુઃખો તેણે ન પાડયાં હોય અને બીજાએ પાડયાં હોય તો તે પરમેશ્વર દુબળો હોવો જોઇએ કારણ કે તે દુઃખો દૂર કરવાની તેનામાં શક્તિ નથી. કદાચ તે દયાળુ અને સર્વ શક્તિમાન હોય તો તે અપૂર્ણ જ્ઞાન-વાળો હોવો જોઇએ કારણ કે જગતનાં દુઃખો તે દેખી શકતો નથી. અને પરમેશ્વરની મરજી પ્રમાણે જો સર્વને સુખ દુઃખ મળતું હોય તો તે પરમેશ્વર પક્ષપાતી હોવો જાઇએ કારણકે તે કેટલાકને સુખ અને કેટલાકને દુઃખ આપે છે. અને કદાચ ઇશ્વરમાં આ સર્વ ગુણો હોય તો તે આ દુઃખો વગેરે જોઇને બેસી રહેનાર–તમાસો જોનાર સુસ્ત–આળસુ હોવો જોઇએ. અને જેનામાં આટલા બધા દોષો હોય તે કદી પરમેશ્વર હોઇ શકેજ નહિ.

## દુનીયા શાની બનેલી છે ?

શ્રી જિને–મહાવીરે આ જગત્ નવ તત્વનું બનેલું છે એમ જણાવ્યું છે, અને વસ્તુતઃ એ નવ તત્વમાંજ આખું જગત્ સમાઇ જાય છે. (૧) સુખદુઃખ જે જાણે છે, સુખદુઃખ જે ઉપાર્જન કરે છે––સુખદુઃખ આકર્ષી આણનાર 'સૂક્ષ્મ શક્તિ'ને ( Force ) જે જન્મ આપે છે, સુખદુઃખ જે અનુભવે છે, જે વડે આપણાં શરીર હાલે છે—ચાલે છે, જે અમુક બંધનો શિથિલ થતાં–છુટા પડતાં પોતાની અનંત શક્તિનો અંશ પ્રકટ કરે છે, જે અમુક બંધનો પ્રાપ્ત થતાં પોતાની શક્તિ પ્રકટ કરવા અસમર્થ નીવડે છે એવી જે અદૃશ્ય ચૈતન્ય શક્તિ, જાગ્રતાવસ્થામાં, નિદ્રાવસ્થામાં, સ્વપ્નાવસ્થામાં પણ જે કામ કર્યાજ કરે છે, જેને થાક નથી, જે પોતેજ અનાદિ અનંત જીવનતત્વ છે તેને શ્રી જિન **જીવ** તરીકે ઓળખાવે છે. ( ૨ ) જેનામાં આપણે ચૈતન્ય–હાલવા ચાલવાની, સુખદુઃખ અનુભવવાની શક્તિ જોતા નથી, જે જડ અવસ્થામાં છે, જે પોતાની મેળે **કંઇ પણ** ક્રિયા કરી શકે એમ નથી પરંતુ જેને **જીવ** સાધનરૂપે વાપરે છે એવી જે દૃશ્ય અને અદૃશ્ય વસ્તુ તેને **અજીવ** તરીકે ઓળખવામાં આવે છે. (૩) **જીવ** પોતાના શરીરો મારફત જગતની અનેક વસ્તુઓના સંબંધમાં આવે છે તેમાં કેટલીક વસ્તુઓના સમાગમથી–સ્પર્શથી–સંબંધમાં આવવાથી તેના માલીક થવાથી–તેને ભોગવવાથી તેને સુખ લાગે છે. આવી જાતનું

સુખ આકર્ષી-ખેંચી લાવવામાં-જીવને અપાવવામાં જે પુદ્‌ગળો જડ અદૃસ્ય રૂપો કામે લાગે છે અને જે સૂક્ષ્મતત્વ પોતાને જન્મ આપનારની સાથે-જીવની સાથે રહે છે, તેને **પુણ્ય** કહેવાય છે. (૪) જે જડ અદૃસ્ય રૂપોનો સ્વભાવ તેના માલીકને—પેદા કરનાર જીવને અરૂચિકર-દુઃખ ઉપજાવે તેવી-સારી ન લાગે તેવી વસ્તુઓ સંયોગો વગેરે ખેંચી લાવવાનો છે તેને **પાપતત્વ** કહેવાય છે. (૫) જીવની જે અક્રિયાથી 'પાપ' જીવની આસપાસ ખેંચાઇ આવે તેને 'આશ્રવ' કહેયાય છે. (૬) જે ક્રિયા **પાપ**ને આપણી તરફ ખેંચી આવતાં અટકાવે તેને **સંવર** તત્વ કહેવાય. (૭) જે ક્રિયાથી **જીવ**નાં કર્મનાં બંધન દૂર થતાં જાય છે તે ક્રિયાને **નિર્જરા** કહેવાય છે. (૮) જે ક્રિયાથી **જીવ** કર્મનાં બંધનમાં લપેટાતો જાય છે, અને જેથી તેને પૂણ્ય અને પાપનાં ફળ ભોગવવા માટે દેહોનાં બંધનોમાં રહેવાની જરૂર પડે છે તે ક્રિયા **બંધ** કહેવાય છે. (૯) જે સ્થિતિમાં **જીવ** પોતાના બંધનોથી તદ્દન અલગ થઇ જાય છે અને પોતાની અનંત શક્તિ-જ્ઞાન સામર્થ્ય અને પ્રેમને પૂર્ણપણે પ્રકટ કરે છે અને જે સ્થિતિ પ્રાપ્ત કરવાથી તેને માટે દેહ ધારણ કરવાની ફરજ ટળી જાય છે તે સ્થિતિનું નામ **મોક્ષ** છે.

## નવતત્વોના લંબાણથી સમજ.

### જીવતત્વ.

જેનામાં ચૈતન્ય શક્તિ પ્રકટ થયેલી હોય છે, એટલે કે દેખાય અથવા ન દેખાય એવા જે શરીરોમાં જીવાત્માઓ વસે છે તેના સમજવા માટે આપણે અનેક ભાગો પાડી શકીએ. કેટલાક જીવો પૃથ્વી શરીરમાં પ્રકટ થાય છે, જેમ કે માટી, હીરા, રત્ન વગેરે (પૃથ્વીકાય). કેટલાક જીવો પાણી શરીરમાં પ્રકટ થાય છે, જેવાં કે નદીનું પાણી, તળાવનું પાણી, સમુદ્રનું પાણી, વરસાદનું પાણી વગેરે (અપકાય). કેટલાક જીવો અગ્નિ શરીરમાં પ્રકટ થાય છે જેમ કે ચકમકની અગ્નિ, વીજળીની અગ્નિ, દાવાનલની અગ્નિ, નિભાડાની અગ્નિ, વાંસની અગ્નિ, અંગારાની અગ્નિ વગેરે (તેઉકાય). કેટલાક જીવો વાયુ શરીરમાં પ્રકટ થાય છે જેમકે પંખાનો વા, વંટોળીઆનો વા, સુપડાનો વા વગેરે (વાયુકાય). કેટલાક જીવો વનસ્પતિ શરીરમાં પ્રકટ થાય છે, જેમકે, હરડે, આસોપાલવ, જામફળ,

ગુલાબ, દૂધી, મેથી, આદુ, બટાટા વગેરે ( વનસ્પતિ કાય ). આ બધી જાતના જીવોને માત્ર એકજ ઇંદ્રિય હોય છે એટલે તેમને આ જગત્‌નું ભાન માત્ર એકજ માર્ગદ્વારા થાય છે અને તેને સ્પર્શેન્દ્રિય કહેવાય છે,—તેમને અડકવાથીજ માત્ર વસ્તુઓનું ભાન થાય છે.

બીજા જીવો એવા પ્રકારના છે કે તેમની સ્થિતિ ઉપરના જીવો કરતાં વધારે સારી હોય છે એટલે તેમને પ્રથમના જીવો કરતાં જગત્‌નું ભાન વધારે પ્રમાણમાં થાય છે. તેમને બે ઇંદ્રિયદ્વારા જગત્‌નું ભાન થાય છે સ્પર્શ અને મ્હોં. દાખલા તરીકે શંખ, કોડી, છીપ, જળો, કીડા, પોરા વગેરે.

ત્રીજી જાતના જીવો ઉપરના બન્ને કરતાં વધારે ભાનવાળા હોય છે અને તેમણે ત્રણ ઇંદ્રિયો જગતનું ભાન મેળવવા મેળવેલી હોય છે—સ્પર્શ, મુખ અને નાક. જેમકે જુ, લીખ, માંકડ, કીડી, મંકોડા વગેરે.

ચોથી જાતના જીવોને ઉપરના ત્રણેથી પણ વધારે ભાન ચાર ઇંદ્રિયોદ્વારા થાય છે-સ્પર્શ, મ્હોં, નાક, આંખો. જેમ કે ભ્રમર, માંખો, પતંગ, મચ્છર, કરોળિયા, ફુદાં વગેરે.

પાંચમી જાતના જીવોને પાંચ ઇંદ્રિયોદ્વારા જગતનું ભાન થાય છે-તે સ્પર્શ, મ્હોં નાક, આંખ અને કાન (ત્રસકાય). આ જીવોમાં ચાર પ્રકાર છે. (૧) પશુના શરીરમાં જે જીવો છે તે: જેમકે ગધેડો, ઘોડો, ગાય, હાથી, કુતરો, સિંહ, વગેરે. તેમને જગતનું ભાન જો કે બ્હારથી પૂર્ણ થાય છે છતાં તેમને વાચા-પોતાનાં સુખદુઃખ સાધારણ જીવો સમજી શકે તેવા રૂપમાં—શબ્દોમાં જણાવવાની શક્તિ હોતી નથી. અને મનની શક્તિ પણ અપૂર્ણ હોય છે; તેથી આ પાંચમા પ્રકારના જીવોમાં તેઓ સૌથી ઉતરતા વર્ગના છે. ( ૨ ) જે શરીરમાં જીવ પોતે આ જગતમાં રહી કરેલાં કુકર્મનો બદલો દુઃખદ્વારા મેળવી તે કર્મોને દૂર કરે છે તે નરકના જીવો. (૩) જે શરીરમાં જીવ પોતે આ જગતમાં રહી કરેલાં સત્કર્મોનો બદલો સુખ દ્વારા મેળવે છે તે દેવતા. (૪) જે શરીરને જીવાત્માઓ ધારણ કરી જગત્‌નું ભાન સંપૂર્ણપણે પ્રાપ્ત કરી શકે એવી સ્થિતિમાં હોય છે તે મનુષ્ય-અને તે સૌથી ઉચ્ચ પ્રકારના જીવ હોય છે.

## અજીવ.

જેનામાં ચૈતન્યશક્તિ પ્રકટેલી નથી એવી વસ્તુઓ—અજીવ વસ્તુઓના ભાગ રંગ, ગંધ, રસ, સ્પર્શ અને આકાર પ્રમાણે પાડી શકાય. વાદળી રંગની, પીળારંગની, લાલ રંગની વસ્તુઓ વગેરે. સુવાસિક, દુર્ગંધ ઉત્પન્ન કરનાર અને તેમાંયે જુદાજુદા પ્રકારની વસ્તુઓ વગેરે. મીઠી, કડવી, તુરી વસ્તુઓ વગેરે. કરકરી, લીસી, હલકી, ભારે, ટાઢી, ઉન્હી, વસ્તુઓ વગેરે. ગોળ વસ્તુઓ, ચોખંડી, છખૂણી વસ્તુઓ વગેરે.

## પુણ્ય.

જીવ મનવડે જે જે વિચારો કરે છે, મુખેથી વાણી બોલે છે અને શરીરથી કાર્યો કરે છે તેમાંના કેટલાક જ્યારે કોઇને પણ સુખ શાંતિ પમાડનારા હોય છે ત્યારે તે પોતાની આસપાસ અમુક પ્રકારના સૂક્ષ્મ અણુઓનો સમુહ આકર્ષી લાવે છે. જે કર્મના કાનુન અનુસાર જે જીવાત્માની આસપાસ તેઓ રહે છે તેને સુખ-શાન્તિ ઉત્પન્ન થાય તેવા પ્રસંગો—સંયોગો—સ્થિતિઓ—વસ્તુઓ લાવી આપે છે. પુણ્યના ઘણા ભાગ છે. જે જીવાત્મા બીજાને અન્ન પાણીનાં સુખ કરી આપે, સુવા બેસવાનાં સુખ કરી આપે, મનથી, વચનથી અને કાયાથી બીજાના સુખનો રસ્તો કરી આપે, બીજા રસ્તાઓથી સુખ કરી આપે તેમને પોતાના તે સત્કાર્યોનો બદલો—પ્રત્યાઘાત (Reaction) અનેક રસ્તે થઇ આવે છે—મળી આવે છે. દેહ સુન્દર મળવાથી, આયુષ્ય લાંબુ મળવાથી, સુખનાં સાધનો મળવાથી સારૂં નામ મળવાથી, અંગોપાંગો સુન્દર, પૂર્ણ અને મજબુત મળવાથી, ઉચ્ચ પ્રકારનું કુળ મળવાથી, આસપાસનાં સગાં વહાલાં વગેરે પણ પોતાંને શાન્તિ અને સુખ દેનાર મળવાથી વગેરે અનેક સાધનોવડે તે શુભકર્મ—પુણ્યનો બદલો મળે છે.

## પાપ.

જ્યારે જીવાત્મા મનથી એવા વિચારો કરે છે, મ્હોંથી એવા શબ્દો કાઢે છે અને શરીરથી એવાં કાર્યો કરે છે કે જેથી કોઇને પણ દુઃખ થાય, કલેશ થાય ત્યારે તેને પરિણામે તેની આસપાસ એવા સૂક્ષ્મ અણુઓનો સમુહ એકઠો કરે છે જે પોતાનેજ દુઃખ થાય એવા પ્રસંગો ખેંચી લાવે છે. આવા પ્રસંગો અનેક રૂપમાં જણાઇ

આવે છે, જે દરેક પ્રસંગમાં આત્માની શક્તિ જોઈએ એટલા પ્રમાણમાં પ્રકટ થતી નથી. જ્ઞાન મેળવવામાં, સૃષ્ટિને સંપૂર્ણ રૂપમાં નિહાળવામાં, પાપનું પરિણામ પડદારૂપે આડું આવે છે. વળી તેના પરિણામે જીવાત્માને ખોડખાંપણવાળું-આંધળું, બોબડું, લંગડું, વગેરે ખોડોથી ભરેલું શરીર મળે છે, નીચા પ્રકારનું નામ—જેથી લોકોમાં હાંસી થાય એવું નામ પોતાના શરીરને ઓળખાવવા માટે મળે છે, નિર્ધનાવસ્થા, નીચ કુળ, રોગ, ભય, શોક, પુરૂષત્વ વગરનું શરીર, ટુંકું આયુષ્ય, અપૂર્ણ શરીર-પૂરી પાંચ ઇંદ્રિય ન હોય તેવું શરીર, પશુનું શરીર, દુર્ગંધયુક્ત પદાર્થો જેને અટકતાં સારૂં ન લાગે એવા પદાર્થો, અપકીર્તિ વગેરે પાપના પરિણામે જીવાત્માને મળે છે.

## આશ્રવ.

જે જીવાત્મા 'વ્રત' વડે પોતાની ઇંદ્રિયોપર સંયમ રાખતો નથી પરંતુ તેની ઇંદ્રિયો જ્યાં ઘસડી જાય ત્યાં જાય છે, તે પોતાની આસપાસ અમુક પ્રકારના સૂક્ષ્મ અણુઓનો સમુહ એકઠો કરે છે જે તેને દુઃખ આપનાર નીવડે છે. મનને કાબુમાં ન રાખવાથી, વચનો બોલવામાં વિવેક ન રાખવાથી, શરીરવડે કયાં કાર્યો કરવાં તેનો નિશ્ચય ન કરી રાખવાથી, આંખ, કાન. નાક, મ્હોં અને સ્પર્શ એ ઇંદ્રિયો કયા કાર્યોમાં કામે લગાડવી તેનો મનુષ્યે નિર્ણય ન કરેલો હોવાથી તે ન કરવાનાં કાર્યો કરવા દોરાય છે, જેને પરિણામે 'પાપ' વ્હોરી લે છે. મન, વાણી અને કર્મપર અંકુશ ન રાખવાના પરિણામે મનુષ્ય જે અક્રિયાના પરિણામે અનુચિત કાર્યો કરવા પ્રેરાય છે તેને 'આશ્રવ' કહ્યું.

## સંવર.

વિવેકી જીવાત્માઓ પોતાને કરવા યોગ્ય શું છે, ન કરવા યોગ્ય શું છે તેનો હમેશાં આગળથી વિચાર કરી રાખે છે. એ વિચારને અમલમાં મૂકવા તે જે 'વ્રત' ધારણ કરે છે, જે પ્રતિજ્ઞાઓ લે છે, જે સૂક્ષ્મ શક્તિ મન, વચન અને કાયાને અનુચિત કાર્યો કરતાં અટકાવવા માટે તે કામે લગાડે છે તે સંયમ શક્તિને 'સંવર' કહેવામાં આવ્યું. મનથી તે અમુક પ્રકારના વિચારો કરતો નથી-અમુક પ્રકારના કાલ્પનિક ચિત્રો રચતો નથી, વાણીવડે તે અમુક પ્રકારનાજ શબ્દો કાઢે છે, અને આંખથી, કાનથી, મ્હોંથી

નાકથી અને સ્પર્શેન્દ્રિયથી તે અમુકજ કાર્ય કરે છે, અને તે સિવાયનાં કાર્યોમાં—અમુક પ્રકારની લાલચો સામે પોતાનું જોર બતાવી તે લાલચોને-તે કર્મોને તે અટકાવે છે.

## નિર્જરા.

જીવની આસપાસ રહેતું કર્મનું આવરણ (Cover) જેથી જીવ પોતાની અનંત શક્તિઓ પ્રકટાવવમાં પાછો પડે છે તે જ્યારે અદૃશ્ય થતું જાય છે ત્યારે તે કાર્યને 'નિર્જરા' કહેવામાં આવે છે. મનથી પોતે કરેલાં ખરાબ કર્મોની માફી ઇચ્છવી, વચનથી કોઇનો વિનય કરવો, કાયાથી કોઇની સેવા કરવી, મનમાં ઉત્પન્ન થતા વારંવાર ખરાબ વિચારોને દાબી દેવા અને મનને સારા વિચારોમાં પ્રવર્તાવવું, વાણીના પર કાબુ રાખી બોલવા ચાલવાની ખોટી આદતો ત્યજવી, કાયાપર પૂરતો કબજો અને સત્તા મેળવવા અમુક અમુક ખાવાની ચીજો ત્યજવી, અમુક વખતેજ ખાવુંપીવું, અમુક દિવસે એકજ વખત ખાવું અથવા તો બીલકુલ ખાવાપીવાનો ત્યાગ કરવો પણ તે એજ આશયથી કે કાયાનાપર પૂરતો કાબુ આવી શકે અને તે પોતાની જુના વખતની ખોટી આદતો ભૂલી જાય, નહિ કે કાયાનો જલ્દીથી અંત આણવા-આ સૌ મન વાણી અને કાયાની તપશ્ચર્યાએ 'નિર્જરા' રૂપે પરિણમે છે-જીવની આસપાસ વળગી રહેલું કર્મનું બંધન તુટે છે જીવ એટલે અંશે આવરણથી મૂક્ત થાય છે-પોતાના અપ્રકટ રહેલાં અનંત જ્ઞાન અને અનંત શક્તિને વધારે પ્રમાણમાં ખીલવવા શક્તિમાન થાય છે.

## બંધ.

જીવ જ્યારે એવી રીતે શુભ અથવા અશુભ કર્મો કરે છે કે જેથી તેનાં સારાં-ખોટાં પરિણામો તેને ભોગવ્યા વગર છૂટકોજ થતો નથી ત્યારે તે અમુક પુદ્ગલો—જડ અદૃશ્ય રૂપોના પાસમાં બંધાય છે અને તેને પરિણામે તેને જરૂર હોય તો વારંવાર ફરીથી જન્મ લેવો પડે છે. જીવ જ્યારે આ પ્રમાણે જેનાં પરિણામોમાંથી ન છટકી જવાય એવાં કર્મો કરે છે ત્યારે તેને તે કર્મોનો 'બંધ' પડયો એમ કહેવાય છે.

## મોક્ષ.

જે સ્થિતિમાં જીવ પોતાના પરમ શુદ્ધ સ્વરૂપમાં આવી જાય છે, પાપ પુણ્યના બંધનમાંથી છૂટી જાય છે, ફરીથી જન્મ લેવો

એ તેને માટે ફરજ નથી, અનંત જ્ઞાન અને અનંત શક્તિ પૂર્ણ પણે તે પ્રાપ્ત કરે છે, કોઇપણ પ્રકારના કર્મનું બંધન તેને હોતું નથી, કોઇપણ આવરણથી તે ઘેરાતો નથી તે સ્થિતિને ' મોક્ષ ' કહીએ.

## મહાવીર-માર્ગ ટુંકમાં.

ઇંદ્રિયોરૂપી દ્વાર 'સંવર'થી બંધ કરી, ' આશ્રવ 'ને અટકાવી, 'પૂણ્ય' અને 'પાપ'ના થતા નવા 'બંધ'ને રોકી 'નિર્જરા'વડે પ્રથમનાં 'પાપો'નો બંધ ત્રોડી 'પુણ્ય,' ભોગવી લઇ ' જીવ ' જ્યારે 'જડ' અજીવ રૂપોમાંથી મુક્ત થાય છે ત્યારે 'મોક્ષ' પદ પ્રાપ્ત કરે છે. માટે, પુણ્ય-પાપનાં બંધ થતા કેવી રીતે અટકાવવા અને જે બંધ પડેલા છે તે કેવી રીતે ત્રોડી નાંખવા એ સંબંધનું જ્ઞાન તેને 'મહાવીર-માર્ગ' કહેવાય છે.

## આપણી સ્થિતિ.

આપણે કોણ છીએ, શું સ્થિતિમાં છીએ, કેવી સ્થિતિ આપણે પ્રાપ્ત કરવી, તે શી રીતે પ્રાપ્ત કરવી, તેમ કરવાથી લાભાલાભ શું છે એ આપણે પ્રથમજ જાણવું જોઇએ. જ્ઞાન વગરની ક્રિયા કંઇ પણ સારૂં ફળ આપતી નથી, માટે શ્રીજીને કહ્યું છે કે '**पढमं नाणं तवो दया**'-પ્રથમ જ્ઞાન અને પછી દયા. **આપણે** તે આ બહાર દેખાતું શરીર નથી, આપણે તે શરીરમાં ઉત્પન્ન થતી ઇચ્છાઓ-વાસનાઓ નથી, આપણે તે વિચારો નથી, આપણે તે બુદ્ધિ નથી કે જે બુદ્ધિ સારા-ખોટાનો વિવેક કરાવે છે, આપણે તે બધાથી **જુદીજ વસ્તુ** છીએ આપણેજ જો શરીર હોઇએ તો ' મૃત્યુ ' નામનો બનાવ બનવા પછી તે શરીર પોતાની મેળે કેમ ક્રિયા કરતું નથી ? તે કેમ જતું-આવતું નથી ? કોઇ કહેશે કે જીર્ણ શરીર થયું એટલે ક્રિયા બંધ પડેજ, તો તે ભૂલ છે. દરેક શરીર મરણ વખતે જીર્ણ નથી થયેલું હોતું. આપણે જો વાસનાજ હોઇએ તો કોઇ કોઇ વખતે તે વાસનાઓ દબાઇ જાય છે તેનું કારણ શું? તેને કોણ દબાવે છે ? આપણે જો વિચાર હોઇએ તો પ્રસંગોપાત અમુકજ વિચાર કરવા અને અમુક વિચાર નજ કરવા તેવો આપણને કોણ હુકમ કરે છે ? આપણે જો બુદ્ધિ હોઇએ તો અમુક વિષયમાંજ આપણી બુદ્ધિ ચાલે છે અને અમુક પ્રસંગમાં નથી ચા-

હતી તેનું કારણ શું? વળી, જ્યારે બુદ્ધિ બીલકુલ ચાલતી નથી ત્યારે પણ આપણે જીવતા હોઇએ તેનું કારણ શું?

## આપણે જીવ છીએ.

આપણે અનંત જ્ઞાન, અનંત શક્તિના માલેક પરમ ઐશ્વર્ય-વાળા જીવ છીએ, જે 'નિત્ય' છે. જે વસ્તુ બે વસ્તુઓના સમાગમથી ઉત્પન્ન થાય તેનો નાશ થવો સંભવે પરંતુ જીવ એ મૂળ સ્વરૂપે તદ્દન સ્વતંત્ર અને કોઇના સમાગમથી ન ઉત્પન્ન થનાર હોવાથી તે અનાદિ–અનંત છે. આપણે સારી યા ખોટી સ્થિતિમાં હોવાનું કારણ આપણે પૂર્વે તેવા પ્રકારનાં કર્મો કર્યાં તે—આપણે એવા પ્રકારનાં કાર્યો કર્યાં છે કે જેને પરિણામે આ સ્થિતિમાં આપણે મૂકાયા છીએ. 'વાવે તેવું લણે' એ ન્યાય પ્રત્યક્ષ જણાય છે. જીવ અમુક ક્રિયા—અમુક કર્મ કરે છે તે વખતે તે અમુક પ્રકારના સૂક્ષ્મ—અદૃશ્ય આંદોલનો—હવાઇ મોજાંને ગતિ-માન કરે છે અને તે હવાઇ મોજાં પોતાની મૂળ સ્થિતિએ ત્યારે આવે છે કે જ્યારે પોતાને ગતિમાન કરનાર જીવ 'કાર્ય અને કા-રણ' આઘાત અને પ્રત્યાઘાતના કાયદા પ્રમાણે પોતે કરેલા કર્મનું ફળ પામે છે; જન્મથીજ કોઇ માણસ પૈસાદાર હોય છે અને કોઇ ગરીબ હોય છે, જન્મથીજ કોઇ સુન્દર, સુદૃઢ અને આરોગ્યવાન હોય છે અને કોઇ કદરૂપો, સુકલકડો અને રોગી હોય છે, કોઇને એકાએક દ્રવ્યના ઢગલા પ્રાપ્ત થાય છે, ત્યારે કોઇનું હોય તે પણ બળી જાય છે કે ચોરાઇ જાય છે, કોઇને અનેક પુત્રરત્નો પ્રાપ્ત થાય છે અને કોઇને પુત્રરત્ન માટે ઝુરવું પડે છે, કોઇના પુત્ર–પુત્રીઓ માબાપને સુખ શાન્તિ આપનાર થઇ પડે છે ત્યારે કોઇના છોક-રાંઓ માબાપના નામને બટ્ટા લગાડનાર અને ઘડપણમાં દુઃખ આપનાર થઇ પડે છે–આ બધાં અને બીજા ઘણાં દૃષ્ટાંતો એ સાબીત કરે છે કે આપણે એટલે કે 'જીવ' કર્મનો કર્ત્તા અને 'કર્મનો ભોક્તા' છે. વારૂ, જ્યારે આપણે કર્મ કર્યાંજ કરીએ અને તેનાં ફલ ભોગવ્યાંજ કરીએ તો આપણો છુટકો ક્યારે થાય? શ્રી જિનને આ ઉત્તર આપવાની ઘણી જ ચિંતા હતી અને તેથી તેમણે કહ્યું છે કેઃ—

## 'મોક્ષ છે અને તેનો ઉપાય છે'

દિવસ અને રાત્રિ એ બન્ને સાથેજ હોય છે, સારૂં અને ખોટું એ બે અનાદિકાળથી ચાલ્યું આવે છે તેમ પ્રવૃત્તિ અને નિવૃત્તિ કર્મથી બંધાવું અને મુકાવું અને સંસારમાં રઝળવું અને મોક્ષ એ બધું અનાદિ કાળથી ચાલ્યું આવે છે. 'મોક્ષ છે' માટે તેનો માર્ગ પણ હોવો જોઇએ. દુનિયામાં દરેક પ્રકારની ચીજ કંઇ નહિ અને કંઇ કામની અવશ્ય થઇ હોય છેજ અને તે ચીજો હાથ કરવાનો માર્ગ પણ હોય છેજ. અલબત્ત 'મોક્ષ'નો માર્ગ—ઉપાય ઘણોજ કઠણ હોય છે, અને સાધારણ જીવોને ભુલભુલામણીમાં નાંખે અશ્રદ્ધા ઉત્પન્ન કરાવે તેવો હોય છે, છતાં આપણા સુખ ખાતર તે માર્ગ શ્રી મહાવીર પ્રભુ અને તેવાજ બીજા તીર્થંકરોએ સંસારનાં સુખો છોડી, અરણ્યમાં આથડી અહિંસા, સંયમ અને તપ ઉત્કૃષ્ટપણે ધારણ કરી શોધી કાઢ્યો છે અને તેનોજ કંઇક અંશ આપણે આ ગ્રંથમાં શીખીશું.

## કર્મનું જ્ઞાન.

આપણી હાલની સ્થિતિ આપણા પૂર્વકર્મને આભારી છે તે આપણે જોઇ ગયા. હવે કયાં કર્મો આપણા પર સત્તા ભોગવે છે તે આપણે જોઇશું. શ્રી સર્વજ્ઞે કર્મના આઠ પ્રકાર જણાવ્યા છે. એક કર્મ આપણને દરેક ચીજનું પૂરતું અને સાચું જ્ઞાન મેળવવામાં આડખીલરૂપ થઇ પડે છે. (જ્ઞાનવરણીય). તેનું કારણ આપણે કોઇને જ્ઞાન મેળવવામાં અંતરાય-આડખીલ ઉત્પન્ન કરી હોય તે છે. બીજું કર્મ આપણને દરેક વસ્તુ પૂર્ણપણે અને સાચી રીતે જોવામાં આડખીલ રૂપ થઇ પડે છે. આપણે આપણી દૃષ્ટિની મર્યાદા લઇ જાય ત્યાં સુધીજ જોઇએ છીએ પરંતુ તેથી વધારે જોઇ શકતા નથી. વળી આપણે નિદ્રાવસ્થામાં પણ આપણી આગળ પાછળ શું થાય છે તે જોઇ શકતા નથી. દર્શનાવરણીય કર્મ કે જેના પરિણામે આ બને છે તે જો આપણને આડું ન આવતું હોય તો આપણે કદી પણ નિદ્રા લઇએજ નહિ એટલે કે શરીર જ્યારે નિદ્રાવસ્થામાં હોય ત્યારે પણ આપણો જીવ તે સ્થૂલ શરીરથી સ્વતંત્ર કામ કર્યાં જ કરે અને શરીર નિદ્રાવસ્થામાંથી જાગ્રત થાય ત્યારે પણ આપણે જે કામ નિદ્રાવસ્થામાં કર્યું હોય તે આપણી નજર

આગળ લાવી શકીએ. ત્રીજું કર્મ આપણને શરીરથી, વચનથી અને મનથી દુઃખ ઉપજાવનાર થઈ પડે છે (વેદનીય). મન પૂરતો અને સાચો વિચાર કરી શકે એવું ન હોય, વચન પૂર્ણપણે, અને સાચે સાચું બરાબર બોલી શકે એમ ન હોય અને કાયા નિરોગી ન હોય, તથા મન, વચન અને કાયા એવા પ્રકારનાં નબળાં હોય કે પોતાનાં કે બીજાના કર્મથી તેને તરતજ દુઃખ લાગી જાય (પછી ભલે તે આપણે શાંતિથી સહીએ કે અશાંતિથી) તો તે આ કર્મનો પ્રતાપ સમજવો. પૂર્વે કોઇની લાગણી દુઃખવી હોય, કોઇનું મનથી ખરાબ ઇચ્છું હોય, વચનની કોઇને ગાળો દીધી હોય, ખોટું કહ્યું હોય, કામ વગર વચનનો ઉપયોગ કર્યો હોય, કાયાને કોઇને ત્રાસ ઉપજાવવામાં અથવા તો નિષ્કારણ પ્રવર્તાવી હોય તો આ કર્મ તેના પરિણામે આપણને ભોગવવું પડે છે. ચોથું કર્મ આપણને અમુક ચીજપર મોહ, અમુક પર દ્વેષ રાખવા પ્રેરે છે.—જીવ પોતે પરમ શુદ્ધ હોવાથી તેને બ્હારની કોઇપણ ચીજપર મોહ—રાગ હોઇ શકેજ નહિ. તે તો અહિંસા—ઉત્તકૃષ્ટ સર્વ જગત્ પર પ્રેમ બતાવવા ઇચ્છતો હોય છે પરંતુ કર્માનુબંધથી તે તેમ કરી શકતો નથી. તે 'સત્ય'ને નીહાળવા, તેને ઢુંઢવા, તેને પકડવા—જાણવા અશક્તિમાન બને છે કારણ કે બ્હારની ચીજો કે જે તેને 'નિત્ય' લાભ આપી શકે એમ નથી તે પર તે આકર્ષાય છે અને 'સત્ય'ને જાણવા માટે તે પૂરતો પુરૂષાર્થ કરી શકતો નથી. અમુક વસ્તુ ઉપર તીવ્ર રાગ—માયા અમુક પ્રતિ તીવ્ર ક્રોધ, અમુક પ્રતિ તીવ્ર માન, અમુક વસ્તુ પર તીવ્ર લોભ આ વગેરે કારણથી તે આ જન્મમાં 'મોહનીય' કર્મના બંધન સહીત જન્મ લે છે અને વિષય—વિકાર, ખોટી માયા, ખોટો લોભ, ખોટો દ્વેષ આ વગેરે કારણોથી તે 'અનિત્ય'માં ફસાય છે અને 'નિત્ય' એવા આત્માને તે જાણી શકતો નથી કે તેને જાણવા સારૂ પોતાના સાચા હમેશના લાભ સારૂ કંઈ પ્રયાસ કરી શકતો નથી. પાંચમું કર્મ આપણને અમુક વખત સુધીજ દેહમાં રહેવા દે છે. આપણે આપણને પસંદ પડે ત્યારે દેહ ધારણ કરીએ—તેટલાં વર્ષ સુધી દેહ રાખીએ અને પછી તેને આપણી મરજી મુનાસબ ત્યજી દઇએ તેમ કરતાં આપણેને તે અટકાવે છે (આયુષ્ય). મનુષ્ય દેહ ધારણ કરવા માટે આપણે અમુક હદવાળાં ( Limited ) કામો કરેલાં છે જેને પરિણામે આપણે અમુક હદ સુધીજ મનુષ્યમાં દેહમાં

રહી શકીએ છીએ. કર્મના બંધનથી જન્મ લેવાની આપણને ફરજ પડતી હોવાથી તેજ બંધનથી આપણુને દેહ ત્યજવાની ફરજ પડે છે. આપણું 'નામ' સારૂં હોવું અથવા ખોટું હોવું એ પણ પૂર્વ કર્મનું પરિણામ છે. વળી, કંઇ જાતમાં આપણે અવતર્યા છીએ એટલે કે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, વગેરે. તેમાં પચેન્દ્રિયમાં પણ મનુષ્ય કે પશુ તે ઓળખાવવા માટે આપણુને જે નામ ધારણ કરવું પડે છે તે આપણા કર્મનું પરિણામ છે, કારણ કે 'નામ' છે ત્યાં 'નાશ' છે. અવિનાશીનું કોઇ પણ નામ હોઇ શકેજ નહિ. 'નામ' આપણી હદ-અપૂર્ણતા દર્શાવે છે. સારા યા ખોટાં 'ગોત્ર'માં અવતરવું એ પણ આપણા પૂર્વ કર્મનું પરિણામ છે. સારા એટલે ઉચ્ચ ગોત્રમાં અવતરવાથી મનુષ્યને અમુક પ્રકારનું સુખ પ્રાપ્ત થાય છે અને ખોટા એટલે નીચ ગોત્રમાં અવતરવાથી મનુષ્યને દુઃખ ઉત્પન્ન થાય છે. આઠમું અને છેવટનું કર્મ 'અંતરાય' છે. આપણને 'દાન' આપવાની ઇચ્છા હોય તેમાં પૈસા વગેરેની મુસ્કેલી, દાન લેનાર પાત્રની મુસ્કેલી, આપણા શકિતનો અભાવ, આપણુને જે લાભ મળવાનો હોય તેમાં આડખીલ આવે, આપણા ભોગ-ઉપભોગનાં સાધનોમાં મુસ્કેલીઓ આડખીલો ઉત્પન્ન થાય. આપણે અમુક પ્રકારનું પુરૂષાર્થ બતાવવા તત્પર થઇએ તેમાં જે આડખીલ આવે તેનું કારણ આપણું 'અંતરાય કર્મ' છે. પૂર્વે આપણે બીજાને જે અંતરાય પાડી હોય તેના પરિણામે આપણુને અંતરાય પડે છે.

## 'પાપ'નાં અઢાર દ્વાર-સ્થાનક.

આપણુને જે પાપકર્મના પરિણામે દુઃખ મળે છે તે પાપકર્મ જીવાત્મા અઢાર રસ્તે બાંધે છે, એમ શ્રી જિને કહ્યું છે. આ અઢાર દ્વારમાંજ 'પાપ'નું સઘળું વર્ણન સમાઇ જાય છે અને દરેક ધર્મ-વાળા આ અઢારથી ઓગણીસમું દ્વાર પેદા કરી શકે એમ નથી. એટલી બધી સંપૂર્ણતાથી આ અઢાર પાપસ્થાન શ્રી ભગવાને બતાવ્યાં છે-૧ હિંસા, ૨ અસત્ય, ૩ ચોરી, ૪ વિષય તૃપ્તિ, ૫ જરૂર ઉપરાંત વસ્તુઓ (વૈભવ-શોખ સુદ્ધાંની) રાખવી, ૬ ક્રોધ, ૭ અંહકાર, ૮ પ્રપંચ, ૯ લોભ, ૧૦ અમુક વસ્તુ કે ચીજપર અત્યંત મોહભાવ, ૧૧ અમુક ચીજ કે વસ્તુપર અતિશય અદેખાઇ-દુશ્મનાવટ ભરેલી લાગણી, દ્વેષ, ૧૨ અશાંતિ-કલેશ, ૧૩ ખોટું કલંક

ચઢાવવું, ૧૪ ચાડી ખાવી, ૧૫ નિન્દા, ૧૬ એક સંયોગથી હદ બહારના ખુશી થવું–બીજાથી દીલગીર બનવું, ૧૭ કપટ ભરેલું જુઠાણું, ૧૮ 'અસત્ય–મિથ્યાત્વ' ખોટી વસ્તુપર શ્રદ્ધા. આ અઢાર પાપનાં દ્વારો મનવડે, વચનવડે અને કાયાવડે આપણે ખુલ્લાં મૂકીએ છીએ અને તેના પરિણામે આપણે જાતજાતનાં દુઃખો ભોગવીએ છીએ.

## આ કર્મોના બંધનમાંથી દૂર શી રીતે થવું ?

આ એક જગ પ્રસિદ્ધ વાત છે કે આપણે તળાવમાંથી પાણી ખાલી કરી નાંખવું હોય તો પ્રથમ જે દ્વારોમાંથી તળાવમાં પાણી આવતું હોય તે દ્વારો બંધ કરી નાંખવાં જોઇએ. કદાપિ પૂરતી રીતે બધાં દ્વારો બંધ થઇ શકે એમ ન હોય તોપણ આવકનું જોર જાવક કરતાં જો કમી હોય તો પણ આપણે ફાવી શકીએ. માટે આપણે આગળ જેમ જોઇ ગયા તેમ પ્રથમ 'સંવર' તત્વને કામે લગાડી દેવું જોઇએ અને 'આશ્રવ'ને તાળું દેવું જોઇએ. આ ખાતર મનુષ્યે 'વ્રત' (Vow) ધારણ કરવાની જરૂર છે.

## 'વ્રત'નું વિવેચન.

આપણા આ 'યાત્રા'ના કામને મદદ મળે એ માટે ઉત્તમ દૃષ્ટાંતરૂપ–ભાવનારૂપ 'દેવ'ને આપણી નજર આગળ આપણે રાખવા જોઇએ. એ 'દેવ' (Masters) આપણે તેમને કહીએ કે જેઓએ આ દેહ ધારણ કરેલો હોવા છતાં જીવન મુક્ત સ્થિતિ—કૈવલ્ય જ્ઞાન અને કૈવલ્ય દર્શન વગેરે શક્તિઓ પ્રાપ્ત કરી છે. 'પૂનર્જન્મ'નો કાયદો તેમના પર કોઇ પણ જાતની સત્તા બજાવવા અસમર્થ નીવડયો હોય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મોના બધનમાંથી આત્મા મુક્ત થયો હોય અને બાકીનાં ચાર કર્મો નામનાંજ (Nominal) રહ્યા હોય. વળી જેઓએ આઠ કર્મ પૂરેપૂરાં કાપી નાંખ્યાં હોય એવા જે 'સિદ્ધ' આત્માઓ તેમને પણ ભગવાને 'દેવ' ગણ્યા છે. વળી, જેઓએ હિંસા, ચોરી, વિષય સુખ અને પરિગ્રહનો કેવળ ત્યાગ કર્યો છે, 'સંયમ' પાળવા અર્થે જેમનું જીવન છે, અહિંસા અને બોધ એ જેમનું કર્તવ્ય છે તેમને જ આપણે 'ગુરૂ' તરીકે જાણવા જોઇએ. અને આપણો ધર્મ દયા, વિનય, શુદ્ધ આચાર વિચાર, કર્મના બંધનથી મુક્ત થવું–મોક્ષ સ્થિતિએ પ્હોંચાડનાર નીસરણીંના પગથીએ

ચઢવું એ હોવો જોઇએ. તે પછી આપણે આપણી બનતી શક્તિએ મન, વચન અને કાયાથી હિંસા ન કરવી, જુઠું ન બોલવું, ચોરી ન કરવી, વિષય-વિકાર ન પોષવા, પોતાને જરૂર હોય એટલીજ વસ્તુઓ રાખવી, તેની નોંધ કરી રાખવી, તેથી વધારે વસ્તુઓ-અન્ન, વસ્ત્ર, દ્રવ્ય, રત્નોપરત્નો, ફરનીચર વગેરે-ન રાખવી. મુસાફરી કરવા માટે કેટલે દૂર જવું તેની-દરેક દિશામાં આટલાજ માઇલ જવું તેની મર્યાદા કરી રાખવી, ખાવા-પીવાની વસ્તુઓ, શરીરને શુદ્ધ રાખવાની વસ્તુઓ, શરીરને શોભાયમાન કરવાની વસ્તુઓ પ્હેરવા ઓઢવાનાં વસ્ત્રો, બેસવાનાં વાહન, ધૂપ, વગેરે વસ્તુઓની મર્યાદા બાંધી તેની નોંધ રાખી-તે મર્યાદાથી વધારે વસ્તુઓ, ન વાપરવી, કોઇનું બુરૂં થાય એવું ન ચિંતવવું, ઘી ગોળ તેલ વગેરેનાં વાસણ ઉઘાડાં ન રાખતાં જેવડે હિંસા થાય એવી વસ્તુ કોઇને ન આપવી, જેથી હિંસા થાય તેવો ઉપદેશ ન આપવો, મન, વચન અને કાયાને કબજે રાખવા માટે બે ઘડી સુધી મ્હારે બેસવું એવું અમુક વખત કરવું, અમુક દિવસો એવા જુદા રાખવા કે જે દિવસે તે દિવસને માટેજ જોઇતી જગો ખાવા પીવા વગેરેના સાધનોનું નિર્માણ કરવું અને તે ઉપરાંત વધારે જગોનો કે સાધનોનો ઉપયોગ ન કરવો, અમુક દિવસો જુદા રાખવા કે જે દિવસે આખો દિવસ અને રાત્રિ અહાર-પાણી-વિષય વિકારનો ત્યાગ કરવો અને આત્માને ધર્મ ધ્યાનથી પોષવો, આત્મ સુખના સાધક એવા સાધુ-સાધ્વીઓની યોગવાઇ મળે ત્યારે વસ્ત્ર તથા બીજી જોઇતી ચીજો અહાર-પાણી વગેરે શુદ્ધ દેવો, મરણનો અવસર આવે ત્યારે ખાત્રી થાય કે હવે મ્હારાથી જીવી શકાશેજ નહિ ત્યારે મરણ માટે તૈયાર થયા પછી મરણ આવે ત્યાં સુધી અહાર-પાણી-'પાપ' થાય એવાં કર્મો ત્યજવાં. આ પ્રમાણેની પ્રતિજ્ઞાઓ—'વ્રત' ધારણ કરવાં. આથી આપણાં શરીરો પ્રમાદ ત્યજી નિયમને ગ્રહણ કરશે અને આવતાં કર્મ અટકવાથી આત્માને-જીવને પાછલાં કર્મો તોડવાની શક્તિ પ્રાપ્ત થશે.

## રોજમેળ-તપાસણી-પ્રતિક્રમણ.

આપણે આપણાં વ્રતો બરાબર પાળ્યાં છે કે કેમ તે આપણે હમેશાં તપાસી જોવું. દિવસમાં જે જે આપણી નિષ્ફળતાઓ થઇ

હોય તે સાયંકાળે જોઇ જવું, અને રાત્રે જે જે નિષ્ફળતાઓ થઇ હોય તે પ્રભાતે જોઇ જવું. કઇ કઇ નિષ્ફળતાઓ થઇ શકે તેની પણ શ્રી વીતરાગે નોંધ આપી છે અને તેથી કરીને આપણને આપણાં જમે ઉધાર પાસાં તપાસી જવાની અને રોજમેળ બરાબર રાખવાની સગવડતા મળે છે તથા તેવી નિષ્ફળતાઓ રોજ ન થાય અને ઉધાર પાસુ બીલકુલ ઉડી જાય તે માટે દરેક પ્રકારની આપણને મદદ મળે છે. ત્યારે એ તપાસણી કેમ કરવી ? આપણા આત્માની સાક્ષીએ, શ્રી ગુરૂદેવની સાક્ષીએ, શ્રી અર્હંત-તીર્થંકર સિદ્ધ દેવની સાક્ષીએ આપણે નીચેમાંની જે જે નિષ્ફળતાના ભોગ થઇ પડયા હોઇએ તેનો વિચાર કરવો અને એવી નિષ્ફળતાઓ વારંવાર ન થાય તેવો નિશ્ચય કરવો.

શ્રી જિનના વચનના સાચાપણા સંબંધમાં શંકા આવી હોય, બીજો એટલે કે જે ધર્મ અહિંસા, સંયમ અને તપ ન બોધતો હોય તેવા ધર્મની (આળસથી, કાયરતાથી, અજ્ઞાનથી) ઇચ્છા કરી હોય, કર્મના પરિણામ વિષે શંકા રાખી હોય, અસત્ય હોય એવા ધર્મનાં (બ્હારનાજ અમુક કારણને લઇ અંજાઇ) પ્રશંસા કરી હોય 'અસત્ય'માંજ ગુથાયેલા એવા જીવોની સોબત કરી હોય ( કારણકે 'સોબતે અસર' એવો કુદરતનો કાનુન છે ), કોઇ પ્રાણીને બંધને બાંધ્યું હોય, લાકડી વગેરેનો માર માર્યો હોય, કોઇના અંગોપાંગ છેદ્યાં હોય, કોઇના પર ગજાથી વધારે ભાર ભર્યો હોય, કોઇને ખાવા-પીવામાં તકલીફ પાડી હોય, કોઇને ધ્રાસકો પડે, ચિંતા ઉત્પન્ન થાય, નુકસાન થાય એવાં વચનો ઉચાર્યાં હોય, કોઇની છાની વાત ઉઘાડી કરી હોય, અસત્ય ઉપદેશ આપ્યો હોય, ખોટા પુરાવા દસ્તાવેજ કીધા હોય, ચોરીનો માલ જાણી જોઇ સંગ્રહ્યો હોય, ચોરી કરવામાં મદદ કરી હોય, નાકાનું દાણ-હાંસલ વગેરે ચોર્યું હોય; ખોટાં કાટલાં—માપ—ત્રાજવા રાખ્યાં હોય, વચન આપેલી વસ્તુ બદલે બીજીજ વસ્તુ આપી હોય, પોતાનું લગ્ન થયું હોય પરંતુ જેની ઉમર ન્હાની છે એવા સખસ ( person ) સાથે સમાગમ કર્યો હોય. વિવાહ થયો છે પરંતુ લગ્ન નથી થયું એવા સખસ સાથે સમાગમ કર્યો હોય અથવા પૂરતો સમાગમ (Gratification proper of the sensnal appetite ) ન કર્યો હોય પરંતુ માત્ર પાક્ષિક ( Partial) સમાગમ કર્યો હોય, **પારકાં** વેવિશાળ

મેળવી આપ્યાં હોય, વિષયવિકાર તૃપ્ત કરવા અત્યંત અભિલાષા રાખી હોય, જે જે મર્યાદાઓ–જમીનની, સોના રૂપાની, અનાજની પશુઓની, ફર્નીચરની, દરેક દિશાઓમાંના અંતરની–લંબાણની મર્યાદા ત્રોડી હોય, નિભાડા અને ભઠ્ઠીઓ પકવી હોય*, ઝાડ કાપવાના, ફળ–ફૂલ તોડવાના, કાછીયાના વેપાર કર્યા હોય, ચામડાની ચીજોનો, ગાડાં વેચવાનો, વાહનો, ભાર ભરવાના પશુઓનો ભાડાનો વેપાર કર્યો હોય, ખેતીનો વેપાર કર્યો હોય, **પશુદાંત–કચકડા વગેરેનો વેપાર** કર્યો હોય, પીછાં–વાળ વગેરેનો, દારૂ, મધ, માખણ, લાખ, મીણ વગેરેનો વેપાર કર્યો હોય, ઝેરી ચીજોનો વેપાર કર્યો હોય, ધાણી ઘંટીથી પીલવાનો વેપાર કર્યો હોય, ગોધા સમરાવવાનો, પશુને નાથ કરી આપવાનો, વન, ગામ ઘર સળગાવવાનો વેપાર કર્યો હોય, તળાવ, કુવા વગેરેમાંથી પાણી સુકાવી નાંખવાનો વેપાર કર્યો હોય, કુતરા, ચિત્રા વગેરે હિંસા કરનારા જીવો પાલી તેને વેચવાનો વેપાર કર્યો હોય, વિષયેચ્છા જાગ્રત થાય એવાં અટકચાળાં કર્યા હોય, વાતો કરી હોય, વિચાર વિનાની વાણી બોલાઇ હોય, જરૂર કરતાં વધારે ચીજો રાખી હોય, ભોગની ઇચ્છાઓ પર તીવ્ર અભિલાષા રાખી હોય શત્રુ, દુર્જન, રાજાના દુઃખથી, દુઃખકારી સગાં મળવાથી ચિંતા પ્રકટી હોય, **દ્રવ્ય હાની, સગાંનું મૃત્યુ–વિયોગ વગેરેથી** દુઃખ **ઉપજ્યું હોય,** રોગથી દુઃખ ઉપજ્યું હોય, **ભવિષ્યની ચિંતાથી દુઃખ ઉપજ્યું હોય,** પોતાને અપ્રિય એવી વસ્તુઓ—મનુષ્યોના નાશથી આનંદ ઉપજ્યો હોય, પ્રાણી હિંસાના શસ્ત્રો બનાવી, ખોટો ઉપદેશ આપી આનંદ માન્યો હોય, લોકોને અનેક રસ્તે ત્રાસ આપવાના વિચારથી આનંદ લીધો હોય, પોતાના રક્ષણ માટે પાપકારી ઇલાજો લેઇ આનંદ માન્યો હોય, પાપકારી ધંધા કરવાનો ઉપદેશ કર્યાં, હોય, ઝીણી ઝીણી હિંસાઓ થાય એવા ધંધા કર્યા હોય–કામો કર્યાં હોય, કોઇને મુશીબતમાં નાંખવાના રસ્તા રચ્યા હોય, જે વાસણોમાં જીવ પડે તો મૃત્યુ પામે એવા વાસણો ખુલ્લાં રાખ્યાં હોય, પારકાની નિન્દા કરી હોય, પરસ્ત્રી–પુરૂષનાં રૂપનાં વખાણ કર્યાં હોય, એકનું જીવવું અને બીજાનું મ્હોત ઇચ્છયું હોય, એ ધર્ડાના ધ્યાન

---

*શ્રી જિનનો સાચો અનુયાયી આ ધંધાઓ અને તે પછી લખેલા કેટલાક બીજા ધંધાઓ ન કરે.

વખતે મન, વચન અને કાયાનો દુરૂપયોગ કર્યો હોય, સમયનું ભાન ન રાખ્યું હોય, પોતાના ધ્યાનની સ્થિતિનું ભાન ન રાખ્યું હોય, જે દિવસે તેજ દિવસે જોઇતી ચીજોની મર્યાદા કરી તેમાંજ રહેવાનું નિશ્ચિત કીધું હોય તે દિવસે પરોક્ષ રીતે અથવા પ્રત્યક્ષ રીતે મર્યાદા તોડી હોય, જે દિવસ ધર્મધ્યાન વડે આત્માને પોષવા જુદો રાખ્યો હોય તેજ દિવસે ધર્મના, વિહારના નિયમો બરાબર ન પાળ્યા હોય, સાધુને—અતિથિને દાન દેવાના પ્રસંગે સેળભેળ કર્યાં હોય—ખાવા યોગ્ય ચીજોમાં—ન ખાવા યોગ્ય ચીજો ભેળવી હોય, પોતાથી દાન દઇ શકાય એમ હોવા છતાં બીજાને તે કામ ભળાવ્યું હોય, દાન દીધા પછી અહંકાર કર્યો હોય, મરણ વખતે મન—વચન કાયાની ક્રિયાઓ તદ્દન બંધ કરી નાંખી હોય તે વખતે આ લોકમાં અથવા પરલોકમાં સુખની ઇચ્છા કરી હોય, મન વાંચ્છિત સુખની ઇચ્છા કરી હોય, વ્હેલા મરવાની ઇચ્છા કરી હોય. મોડા મરવાની ઇચ્છા કીધી હોય, વિષય—વિકારને તૃપ્ત કરવાની ઇચ્છા કરી હોય=આ બધી નિષ્ફળતાઓમાંથી પોતાથી જે જે નિષ્ફતાઓ થઇ ગઇ હોય તે તપાસી તે માટે પોતાની જાતને ઠપકો આપવો. મનથી તે બધી નિષ્ફળતાઓ કંઇ પણ ખરાબ પરિણામ ઉપજાવનારી થઇ ન પડે એવો **સંકલ્પ** કરવો અને ફરીથી એ નિષ્ફળતા ન થાય તે ખાતર દૃઢ નિશ્ચય કરવો.

## તપ અને અહિંસા.

આવતાં પાપોને ધક્કો મારી અટકાવ્યા પછી પોતાને ભોગવવાનાં બાકી રહેલાં પૂણ્ય—પાપને તે ખલાસ કરી નાંખવા તત્પર થાય છે. 'તપ' એટલે બાળવું. આત્માની આસપાસ રહેલા બંધન ચાહ્ય તે 'પૂણ્ય' હો કે 'પાપ' તેને બાળી નાંખવાથીજ આત્મા મુક્ત થાય છે—બેડી ચાહ્ય સોનાની હોય પરંતુ તે દુઃખદાયક થઇ પડે છે. પૂણ્ય ભોગવવાને માટે પણ માણસને ફરી ફરીથી જન્મ લેવો પડે છે. મનુષ્યે એવી રીતે વર્તવું કે પૂનર્જન્મની થતી વધુ ગાંઠો—બંધો અટકે અને જે બંધો આગળ પડેલા છે તે તુટી જાય. આથી તે 'મોક્ષ' પામવાનો અધિકારી થાય છે. મન—વચન—કાયાને કેવી રીતે તે ઉપયોગમાં લે—પ્રવર્તાવે તો મોક્ષ મળે? **મનથી** એમ માને કે "હું જીવ છું—પરમતત્વ છું—ચૈતન્ય છું—સર્વ શક્તિમાન આત્મા છું—જડ નથી—મ્હારી શક્તિ—મ્હારૂં જ્ઞાન હદ વગરનું

છે–ઘર તે હું નથી પણ ઘર 'મ્હારૂં' છે. પૈસો તે હું નથી પણ પૈસો મ્હારો છે, મરણ પછી મ્હારી સાથે મ્હારા સિવાય બીજુ કોઇ દુનિયાની વસ્તુ આવવાની નથી, મ્હારા દુઃખમાં કોઇથી 'ભાગ' લઇ શકાતોજ નથી, મ્હારૂં કરેલું મ્હારેજ ભોગવવું પડે છે, ક્રોધ, માન, માયા અને લોભ એ સર્વ રાગ-દ્વેષનાં પરિણામ છે, આત્માપર એવી ગંદી ચીજોની અસર થાયજ નહિ, જડ ચીજ પરનો મોહ આત્માને હોઇ શકેજ નહિ–પૈસો શરીર વગેરે જડ હોવાથી આત્મા તેમાં મોહાઇ પોતાનું મૂળ સ્વરૂપ જાણવામાં ગફલત થાય નહિ તે હું જોઇશ, દુનિયાના દરેક પ્રાણીમાં આત્મા છે અને મ્હારો આત્મા જેવો અને જેટલો છે, તેવો અને તેટલોજ તે આત્મા છે. માટે મને સુખ અને જીવન જેટલું વ્હાલું છે તેટલું દરેક આત્માને છે, તેથી હું કોઇ પણ પ્રાણીના સુખ અને જીવનપર હાથ નાંખીશ નહિ, આત્મસ્વરૂપે બધાં પ્રાણીઓ એકજ હોવાથી આ દુનિયાનાં બધા જીવો એકજ અંગના ટુકડા છે અને જેમ શરીરના એક ભાગને દુઃખ થવાથી બીજા ભાગોને સહન કર્યા સિવાય છૂટકો થતો નથી, તેમ દુનિયાના ગમે તે જીવને દુઃખ થાય તો તે દુઃખ મને થયા સિવાય રહી શકે જ નહિ કારણ કે મ્હારા અંતઃકરણમાં દરેક જીવના દુઃખના પડઘા પડે છે એટલો બધો હું નિર્મળ સ્વરૂપવાળો છું, કર્મના નિયમ વડે હું જાણું છું કે હું બીજાને સતાવીશ–દુઃખ દઇશ– મારીશ લાગણી દુઃખવીશ તો મ્હારી લાગણી જરૂર દુઃખાશે, હું જુઠું બોલી બીજાને ઠગીશ તો મ્હારે જરૂર ઠગાવું પડશે, હું ચોરી કરી આનંદ પામીશ તો મ્હારી મીલકત જરૂર હું ગુમાવી બેસીશ, હું અઘટતા સ્ત્રી–સમાગમમાં આનંદ લઇશ તો હું મ્હારા શરીરનાં જરૂરનાં અંગો ગુમાવી બેસીશ અને 'માયા'નો ભોગ બની ઘણોજ દુઃખી થઇશ, હું મ્હારે ખાસ જરૂરની ચીજો રાખી બાકીની ચીજો મ્હારા જેવાજ આત્માઓ પરંતુ જેમને તે જરૂરની છે તે મને આપી દઇ 'પરિગ્રહ ત્યાગ' કરી આનંદ પામીશ. આખી દુનિયા જેથી સુખી બને તેજ મ્હારૂં લક્ષ્ય બિન્દુ હોવું જોઇએ કારણ કે એ દુનિયા માટેજ મ્હારો જન્મ છે, નહિ કે મ્હારે માટે સઘળી દુનિયા છે. ઉપાધિ-પરિગ્રહ જેથી આત્મા વારંવાર હેરાન થાય છે અને રૂડે પ્રકારે ધર્મધ્યાન કરી શકતો નથી

તે હું જેમ બને તેમ ઓછી કરી નાંખીશ–સંકોચીશ અને જેમ બને તેમ થોડી ચીજોથી મ્હારૂં ગુજરાન ચલાવીશ, હું અણસમજણો બાળક હતો ત્યારે 'કુકા' સાથે રમત કરતો પણ હવે હું સમજણો માણસ થયો હોવાથી એ દ્રવ્યના 'કુકા.' ખોટી કીર્તિના 'કુકા,' જે સુખ ક્ષણ માત્ર ચાલે તેવું છે તેના 'કુકા' સાથે મ્હારી રમત હોઇ શકેજ નહિ. મક્કમપણે હું જાણું છું કે આ પૈસા, આ સગાંવ્હાલાં, આ ખોટી કીર્તિ મ્હારી સાથે આવનાર નથી, તે બધું અનિત્ય છે, હું નિત્ય છું–અજરામર છું તો પછી એ બધી ગોગવાઇનો સારો ઉપયોગ કાં ન કરૂં? **હું દ્રવ્યને નહિ છોડું તોપણ દ્રવ્ય તો મને એક દિવસ જરૂર છોડશે તે વખતે મ્હારૂં શું ચાલશે?** આ કારણથી જગતના જીવોની ખાતર જ હું જીવીશ–તેમાંજ મ્હારા જીવનું કલ્યાણ થશે કારણ કે હું પણ જગતના જીવોમાંનો એક છું. 'સત્ય' 'નિત્ય' એવા જે વસ્તુઓ છે તે મેળવવા હું રાત-દિન મહેનત કરીશ અને મિથ્યાત્વ' 'અનિત્ય' વસ્તુઓ મને દગો ન દઇ જાય-ફસાવી ન જાય-માયાની ભુરકી મ્હારાપર નાંખી ન જાય--પોતાની શક્તિના જાળમાં મને ફસાવે નહિ એ માટે હું ખાસ ચેતીને ચાલીશ." **વચન** તે એવાં પ્રકારનાં બોલે કે જરૂરી હોય, મધુર હોય અને જેથી કોઇને કોઇ પણ પ્રકારનું દુઃખ ન થાય, પરંતુ સર્વને સુખકારી હોય. **શરીરથી** એવાં કાર્યો કરે છે જે પોતાને અને બીજાને અત્યંત સુખ આપનાર હોય. પોતાના પર આવતાં દુઃખો તે પોતાના જ કર્મનું પરિણામ હોવાથી બ્હારનો કોઇ પણ માણસ પોતાને મનથી, વચનથી કે કર્મથી હેરાન કરે તોપણ તે તો તદ્દન શાંત બનીને રહેવાનો. બ્હારની કોઇ પણ વસ્તુના જવા–આવવાથી તેનામાં કોઇ પણ પ્રકારની અશાંતિ ઉત્પન્ન થવાની નહિ. દરેક દુઃખ તે પોતાના પાછલા કર્મનું પરિણામ સમજે છે અને તેથી તે દુઃખ આવવાથી ગભરાતો નથી–હાયકૂટ કરતો નથી–લાંબા રાગે રડતો નથી પરંતુ પાછલું દેવું અપાઇ ગયું એ જાણી તે મનના ઉંડા ભાગમાં રાજી થાય છે. આ પ્રમાણે મન–વચન–કાયાને તે પ્રવર્ત્તાવે છે અને 'ધર્મધ્યાન'માં, આત્માને જાણવામાં–પોતે પોતાના મૂળ સ્વરૂપને ઓળખવામાં–શાંતપણે ધ્યાન ધરવામાં પોતાનો સમય વ્યતીત કરે છે. એક બીલકુલ અજ્ઞાન માણસ કૈવલ્ય જ્ઞાનનો હોદ્દો શી રીતે પ્રાપ્ત કરે છે તે માટે **જ્ઞાની**એ

એક સીઢી કલ્પી છે અને તેના ચૌદ પગથીઆં બતાવ્યાં છે. આત્મા એક પગથીઆં (ગુણુ સ્થાનક) પરથી બીજાં પગથીઆં પર શી રીતે જાય છે-કેવી રીતે પોતાની આત્મિક શક્તિનો ઉપયોગ કરતો જાય છે-પોતાના ગુણો કેવી રીતે કેળવતો જાય છે-કર્મની સાથે કેવી રીતે કુસ્તી કરતો આગળ વધે છે-આવરણો-બંધનોને કેવી રીતે તોડીનાંખી-ફેંકી દઇ દોડતો જાય છે તે આપણે જોઇશું.

## ચૌદ પગથીઆં.

પ્રથમનું પગથીઉં તે તો ભોંયતળીયું છે કે જે સ્થિતિમાં આત્માને 'સત્ય' પર-જે વસ્તુ સાચી છે-નિત્ય છે-ધ્યેય છે તેના પર કોઇ પણુ પ્રકારની પ્રીતિ નથી. તે મિથ્યા-જુઠી વસ્તુઓની જાળમાંજ સપડાયેલો પડયો રહે છે. બીજી સ્થિતિમાં તે 'સત્ય' શું છે તે સાંભળવા-જાણવાની કંઇક લાગણી દર્શાવે છે અને તે માત્ર જે કહેવામાં આવે તે શાન્તપણે સાંભળે છે. 'સત્ય'ને માનતો નથી પરંતુ કોઇ સંભળાવે તો જરા કાન દે છે એથી વિશેષ નહિ. ત્રીજી સ્થિતિમાં તે પોતે કંઇક લાગણીવાળો બનીને સત્ય શોધવા-સાંભળવાનો ઉત્સુક બને છે પરંતુ કોઇ મિથ્યાત્વી-અનિત્ય વસ્ઓને માનનાર ક્ષણિક સુખનેજ સાચું માનનાર-જેમ છે તેમ વસ્તુને નહિ માનનાર એવો સખસ મળે તો તેનાથી પણ તે દોરાઇ જાય છે અને 'સત્ય' શોધવાનું માંડી વાળે છે. ચોથી સ્થિતિમાં જીવ 'સત્ય' શું અને 'અસત્ય' શું તેનો વિચાર કરી જાણે પરંતુ તે પ્રમાણે વર્તી શકે નહિ—અમુક બાબત સંબંધે પોતાના અમુક મત ધરાવે. પાંચમી સ્થિતિમાં જીવ પોતાની શક્તિનો કંઇક ઉપયોગ કરે—ક્રોધ, માન, માયા અને લોભ ચારેની અસર પોતાના પર જેટલી પ્હેલાં થતી હતી તેટલી ન થવા દે. આપણે આગળ જોઇ ગયા તે 'વ્રત'ને આદરે-સંવર કરે-આવતા કર્મને રોકે-જ્ઞાનીની આજ્ઞા શક્તિ પ્રમાણે પાળે. છઠ્ઠી સ્થિતિમાં પ્રથમનાં પાંચ વ્રતો, અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, પવિત્રતા અને પરિગ્રહ—ત્યાગ ઘણીજ સરસ રીતે—જેમ ત્યાગી પાળે છે તેમ—પાળે અને પોતાની નીચા પ્રકારની ક્રોધ-માન-માયા-લોભની પ્રકૃતિનો વધારે ક્ષય કરે. સાતમી સ્થિતિમાં વ્રતને બરાબર પાળે અને તેમાં જરાપણુ ગફલત ન થવા દે. આઠમીથી દશમી સ્થિતિ સુધીમાં જીવાત્મા કોઇ પણુ સ્થિતિમાં ક્રોધ, માન, માયા અને લોભ વગેરે

પ્રકૃતિનો પોતાના પર દાબ ન થવા દે એવો પ્રયાસ કરે. અગીઆરમી સ્થિતિમાં આ બધી પ્રકૃતિઓને દબાવી દે. બારમી સ્થિતિમાં તે બધી પ્રકૃતિઓ નાશ પામી જાય-જીવ તદ્દન શાન્ત બની જાય. તેરમી સ્થિતિમાં જીવ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય કર્મ ક્ષય કરે એટલે આત્માની શકિતઓને પૂર્ણપણે પ્રકટ કરે. ચૌદમી સ્થિતિમાં વેદની આયુષ્ય નામ અને ગોત્રકર્મ ક્ષય કરી પોતાના દેહ સાથનો સંબંધ પણ છોડી દે અને તે પછી **નિર્વાણ** પ્રાપ્ત કરે.

## ઉપસંહાર.

શ્રી મહાવીરે પોતાની શકિતઓ કેવી રીતે પ્રકટ કરવી તે માટેનો બતાવેલો માર્ગ અહીં પૂરો થાય છે. દરેક સાચો જૈન ખોટી માન્યતામાં-મિથ્યાત્વમાં ન ફસાઇ આત્માના ઉદ્ધાર અર્થે પ્રયત્ન કરશે. બહારથી સાચા જૈન કહેવરાવવું અને સાથે સાથે ક્રોધ, માન, માયા, લોભ એ પ્રકૃતિને પોષ્યા જવું, પોતાનાજ સુખનું ભાન રાખી પરિગ્રહ વધારતા જવું અને અન્યજીવોનાં સુખનો વિચાર ન કરી સ્વાર્થ ભોગ ન આપવો એ ઢોંગ છે-સાચા જૈનનો માર્ગ એ નથી. શ્રી મહાવીરનો સાચો પુત્ર થવાને તેજ લાયક છે કે જે અહિંસા, સંયમ અને તપ તથા 'વ્રતને' બરાબર પાળે અને ક્ષણિક એવા વિષય સુખમાં, દ્રવ્યના મદમાં, ઇંદ્રિયોના ખોટા સુખમાં ન રાચે. આપણે પંચ પરમેષ્ઠીને પ્રાથના કરીશું કે **જૈન**ના ધર્મધુંરધર નાયકોમાં અને આગેવાનોમાં **જૈન**ની હાલની સ્થિતિનું અને તેમને કયા પ્રકારના ધર્મની જરૂર છે તેનું જ્ઞાન થાય. **અસ્તુ.**

હરિહર ૐ બ્રહ્મા તું છો,<br>
દુઃખહર સુખકર ત્રાતા તું છો. હરિહર૦

શાન્ત દાન્ત પિત તુંહિ, સકળ જગત્ માત તુંહિ,<br>
સફળ કર, **જિનવર** વિઘ્ન હર, અર્જ લહી. હરિહર૦

—⁂—

# તમે સાચા 'જૈન' છો કે ?



તમે અમુક વસ્તુ અથવા અમુક જીવ પ્રતિ તીવ્ર 'મોહ' અથવા તીવ્ર જુદાઇ—'દ્વેષ' નથી રાખતા ? સ્હેજ સ્હેજ બાબતમાં તમારા ઘરમાં, દુકાનમાં, સંમેલનમાં વગેરેમાં તમે તમારા કુટુમ્બીઓ, નોકરો, ગુમાસ્તાઓ પર 'ક્રોધ' નથી બતાવતા ? તમને 'માન' વ્હાલું નથી લાગતું ? તમે પૈસો પેદા કરવામા 'કપટ' નથી સેવતા ? શ્રી **વીર**-પ્રભુએ પરિગ્રહ-ત્યાગનો ઉપદેશ કરેલો હોવા છતાં તમે જોઇએ તે કરતાં વધારે પેદા કરી તેનો **'સંગ્રહ'** નથી કરી રાખતા ? આ બાબતનો ઉત્તર આપો—કહો કે તમે રાગ-દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ એ દુષ્ટ શત્રુરૂપી લાગણીઓપર 'જય' મેળવ્યો છે-અને તે પછીજ જાહેર કરો કે 'તમે સાચા જૈન છો કે ?' સાચો **જૈન** વીરબચ્ચો ધર્મને બ્હાને અને જ્ઞાતિમાં કુસંપરૂપી બી વાવી દ્વેષને વધારે નહિ, સાચો વીર-બાળ પૈસાના લોભમાં આનંદ માને નહિ, સાચો વીરપુત્ર 'અન્યાયે (કપટે) રળવું અને અભિમાને વાપરવું' એ પસંદ કરે નહિ, પરંતુ સાચો જિન-પુત્ર જ્ઞાતિમાં વધી પડેલાં વૈરો તડો-પેટાભાગોનો નાશ કરી '**જૈન**' અને '**જૈન**'ની વચ્ચે વધતો જુદાઇ દૂર કરી, 'જૈન' અને 'અજૈન' વચ્ચેનો સંબંધ પણ વધારે, લોભને જીતી પોતાના પૈસાનો સદુપયોગ પોતાના કુટુમ્બીઓનાં, જ્ઞાતિજનોનાં, જૈનોનાં, દેશીભાઇઓનાં, અનાથોનાં, અપંગોનાં, વિધવાઓનાં દુઃખો ઓછાં કરવામાં કરે, જૈન **'સાહિત્યનો' જૈનમાં અને અજૈનમાં ઘેરઘેર ફેલાવો કરે**, માયા-કપટ-અહંકાર વગેરે બદીઓનો નાશ કરી પ્રેમ-વિશ્વપ્રેમ-વિશ્વબન્ધુત્વ પ્રસારે અને આત્મભોગ-સ્વાર્થભોગમાં આનંદ લે. જ્યાં સુધી આટલું થઇ શકતું નથી ત્યાં સુધી દયાનો લુખ્ખો સિદ્ધાંત-પૈસા વિનાનો ધર્મ કંઇ પણ ઉપયોગી કામ બજાવતો નથી, ભલે આપણે બુમોજ પાડયા કરીએ કે ચોથો આરો વર્તાઇ રહ્યો છે, કારણ કે સાધુ-મહારાજના ઉપદેશથી તપશ્ચર્યા (કાયાની, મન વચનની નહિ) ઘણી થાય છે !



ॐ श्री.

M

# મહાત્માઓ
# અને
# તેમને મેળવવાનો માર્ગ.

( થોડાજ વખતમાં બહાર પડશે. )



કૈવલ્યજ્ઞાની મહાત્માઓ કોણ કોણ છે, ક્યાં રહે છે, શું છે, તેમને કેમ મળાય, તેમણે કરી બ તાવેલા ચમત્કારો—પુરાવા સ પૂર્ણ હકીકત—અવશ્ય વાંચો. મૂલ્ય માત્ર ૦—૫—.

## મરણ પછી શું થાય છે?

માણસ મરીને ક્યાં જાય છે, શું કરે છે, ક્યાં રહે છે, નરકનાં દુઃખ અને સ્વર્ગનાં સુખ કેવી રીતે અને ક્યાં સુધી ભોગવે છે, તેમને કેમ મલી શકાય, તે સંબંધમાં સાચી ઠરેલી હકીકત અંદર મરણ પછીની સ્થિતિનું અગાધ જ્ઞાન ધરાવનાર એક મહાપુરૂષની છપી છે. ઘટાડેલું મૂલ્ય ફક્ત ૦—૫—૦.

## ગુરૂમંત્ર.

આખી દુનિયાના ધર્મ-નીતિ-બોધ શાસ્ત્રો વગેરેમાં જે ઉપદેશ દેવામાં આવ્યો છે તે ફરમાનોને ઘણાજ થોડા સુવર્ણમંત્ર દ્વારા સરસ રીતે સમજાવનારૂં પુસ્તક, જેની ઘણીજ તારીફ થઇ ચૂકી છે તેની જુજ નકલો સીલીક છે. ઘટાડેલું મૂલ્ય ૦—૫—૦.

## કેશકળા આઇલ.

માથામાં નાંખવાનાં લગભગ દરેક તેલો માથાને નુકશાન કરનારાં બહાદુર આઇલનાં બને છે. તલના મીઠા તેલમાંથી અમે આ તેલ શાસ્ત્રિય પદ્ધતિ પ્રમાણે તૈયાર કરીએ છીએ અને બીજાઓ સુગન્ધ માટે ઇસેન્સ વગેરે નાખે છે તેમ નહિ કરતાં તાજાં ફુલ સુગન્ધ માટે વાપરીએ છીએ. આ તેલ એકવાર વાપર્યા પછી બી જાતનું તેલ તમે ભાગ્યેજ વાપરશો, એટલું બધું ગુણકારી અને સુગન્ધથી ઉભરાતું આ તેલ છે. ૪ ઔંસની બાટલીની કી. રૂ. ૦—૮—.

**કે. એ. શાહ,**

**માલેક, ' ગુરૂમંત્ર ' ઑફીસ,**

ધનાસુતારની પોળ—**અમદાવાદ.**